॥ ॐ श्री सिद्धचक्राय नमः ॥

# શ્રીસિદ્ધચક્ર (નવપદજી)

# આરાધન વિધિ

અને

# શ્રી શ્રીપાળ ચરિત્ર

(સચિત્ર)

——(૦)


લેખક અને પ્રકાશક

વોરા ભોગીલાલ રતનચંદ

[illegible] ટ રાજકોટ

અમદાવાદ.



આવૃત્તિ પહેલી ] [illegible]

કિંમત રૂા. ૦-૬-૦

# મારી ભાવના

શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ. અને શ્રી શ્રીપાળ ચરિત્ર (સચિત્ર) બહાર પાડવાનું મુખ્ય પ્રયોજન તો એ છે કે દિનપ્રતિદિન આયંબિલ તપની ઓળી વિધિસહિત કરનારાઓની વસ્તી વધતી જાય છે. અને તેઓ ભારે કિંમતનું પુસ્તક ન લઈ શકે તેથી આ નાનકડું જૂજકિંમતનું પુસ્તક બહાર પાડી હું મારી ભાવના પુરી કરૂં છું.

જેમાં આયંબિલ તપની (ઓળીની) તમામ ક્રિયા અને તે સાથે શ્રી શ્રીપાળ ચરિત્રની ટુંકમાં હકીકત તથા ઉજમણાનો વિધિ આપવામાં આવી છે.

આ પુસ્તક શ્રી સિદ્ધચક્રમંડલ તથા શ્રીપાળ તથા મયણાસુંદરીના ફોટાથી અલંકૃત છે.

આ પુસ્તકથી સંપૂર્ણ ઓળીની વિધિની માહિતી મળી શકે છે "એક પંથને દો કાજ" થઈ શકે છે.

આ પુસ્તકનો લાભ સાધારણમાં સાધારણ માણસ લઈ શકે તે હેતુ ધ્યાનમાં રાખી આ લઘુ પુસ્તક બહાર પાડવા પ્રેરાયો. છું.

તો મારી નમ્ર વિનંતી છે કે આ પુસ્તક દરેક ભાઈ બ્હેન લેશે અને મારી ભાવના પુરી કરશે. એજ અભિલાષા.

લી. સેવક

ભોગીલાલ કવિ.

॥ ॐ श्री सिद्धचक्राय नमः ॥

# શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ

અને

# શ્રીપાળ ચરિત્ર

[ સચિત્ર ]

———(०)———

લેખક અને પ્રકાશક

વોરા ભોગીલાલ રતનચંદ

ધરમપુર સ્ટેટ રાજકવિ

અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૯૭ ઈ. સ. ૧૯૪૧

મૂલ્ય : રૂા. ૦—૬—૦

પ્રકાશક
વોરા ભોગીલાલ રતનચંદ
ધરમપુર સ્ટેટ રાજકવિ
દવાખાનું:-રતનપોળ, પીપળાવાળો ખાંચો
ઘર. ઝવેરીવાડ, પટણીની ખડકી
અમદાવાદ.



આવૃત્તિ પહેલી. પ્રત. ૨૦૦૦

મૂલ્ય :
રૂ. ૦-૬-૦

મુદ્રક :
શાહ મણિલાલ છગનલાલ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# મંગળાચરણ.

## સાર્દુલ.

યાચું ઉરથી ભારતી સરસ્વતિ, શરણુ ઈચ્છુ શારદા
બ્રાહ્મી શ્રી બ્રહ્મવાદિની ભગવતિ, દેવી તું કુમારીકા,
વાણીમાં બ્રહ્મચારિણી બુદ્ધિવૃદ્ધિ, ભાષા મયુરવાહિની,
વિદ્યા પુસ્તક ધારિ વાણુ વિદુષં, સહાય થાજે સ્વામીની.

## સ્તુતિ.

મયૂરવાહન તારૂં સરસ્વતિ મયૂરવાહન તારૂં, —ટેક
હસ્ત વિદ્યા ધારિણી તું તો ગીત સદા તુજ પ્યારૂં,
એ ગીતની અપૂર્વ મધુરતા, શાન્ત બને ચિત્ત મ્હારૂં,
સરસ્વતિ૦ ૧

તંત્ર રણિત સંગધ્વનિ ખીલવતી, પ્રફુલ કરે જગ સારૂં,
મનને સ્વરને રસને તું સ્ફુરતી, ખીલવતી મન મારૂં,
સરસ્વતિ૦ ૨

દેજે હૃદયમાં સન્મતિ માતા, તુજ કૃપા વિણુજીવન અકારૂં,
સંજીવન કેશ તિમિર ટાળો, તુજકૃપાએ સુખ મળનારૂં.
સરસ્વતિ૦ ૩

શરણે આવ્યો તુજ ચરણુમાં, ચરણુ રજ શીર ધારૂં.
"ભોગીલાલ" તુજકૃપાને યાચે, તુજ વિણુ વિશ્વે અંધારૂં.
સરસ્વતિ૦ ૪

# श्री सिद्धचक्र वा नवपद जी

## मंडल





શ્રીપાળકુંવર અને મયણાસુંદરી શ્રી જીનેશ્વર ભગવાનને પ્રણામ કરી પાછા ફરતાં માતુશ્રીને દેખ્યાં તેથી ચરણમાં નમસ્કાર કર્યાં.



માતા કમળપ્રભા શ્રીપાળકુંવરને કેડ પર બેસાડી નાસી છૂટે છે.



ધવળશેઠ શ્રીપાળકુંવરને મારી નાખવા સાતમે માળે ચડતાં પગ ખસવાથી નીચે પડી મરણ પામ્યો.



શ્રીપાળરાજા શ્રી સિદ્ધચક્રજીના પ્રતાપે જીત મેળવી પોતાની ચંપાનગરીમાં પ્રવેશ કરે છે.

# શ્રીપાળ ચરિત્ર

શ્રી સિદ્ધચક્રજી સૌનું ભલું કરો ! તેમની આરાધનાથી આત્માનું આ ભવ અને પરભવ બન્ને સધાય છે. અંગ જેવો દેશ રળિયામણો છે, તેમાં ચંપા નામે નગરી સિંહરથ નામે રાજા છે. કમળપ્રભા નામે રાણી છે મોટી ઉંમરે કુંવરનો જન્મ થયો અને તેનું નામ પાડયું શ્રીપાળ.

જ્યારે શ્રીપાળ નાની ઉંમરનો હતો. ત્યારે તેના પિતા સ્વર્ગ-વાસ થયા. જેથી તેની માતા ઘણીજ શોક કરવા લાગી. ભાવિ મિથ્યા થતું નથી. પ્રધાને ધીરજ આપી અને શ્રીપાળની આણ વરતાવી. આ વખતે શ્રીપાળનો કાકો અજીતસેન ઘણો જ ક્રૂર અને પિશાચ હતો, તેને રાજ્ય લોભના કારણથી શ્રીપાળના લશ્કરને લાંચ આપી ફોડયું, અનેક જાતના કાવા–દાવા કર્યા. રાણી અને કુંવર બન્નેનું મોત નિપજાવવાના ષડ્–યંત્રો ગોઠવવામાં આવ્યા.

શ્રીપાળની માતાને આ વાતની ખબર પડી. આ વખતે રાજમહેલમાં રહેનારી રાજમાતા પોતાના લાડકવાયા કુંવરને લઈ મધરાતે ભાગી ગઈ. તેથી દુષ્ટ અજીતસેને ચારે તરફ તેમને પકડવા અનુચરો મોકલ્યા.

**સમય સમય બળવાન, નહી મનુષ્ય બળવાન**
**એહી અર્જુન એહી કાબો એહી ધનુષ્ય–બાણ**

અહાહા !! શું ભયાનક જંગલ. વાઘ–વરૂનો ભો કાચાપોચાની છાતી ચાલે નહિ. અનેક હિંસક પ્રાણિઓનો ત્રાસ. પણ શું કરે. લાચારીથી રાણી પોતાના કુંવરનો પ્રાણ બચાવવા નાસે છે. જેને બહાર કદી પગ મૂકયો નથી. જેને પાણી માગતાં દૂધ હાજર થતાં હતાં, ( અહાહા ! શું વિધિની વિચિત્રતા ) એવાને પણ વખતને માન આપી જંગલેજંગલ ભટકવું પડે જેના પગે કાંટા વાગવાથી લોહીની ધારા ચાલી જાય છે, પહેરેલા કપડાં પણ ફાટી ગયા છે.

બીજા દિવસનું સવાર થયું એટલે જંગલ પૂરૂં થયું, ત્યારે શ્રીપાળ બોલ્યો કે મા, મા ! ! મને ભૂખ લાગી છે. દૂધ, સાકર ને ચોખા આપ. કમળપ્રભા પોતાના પુત્રના કાલા–કાલા શબ્દો સાંભળી ચોધાર આંસુએ રડવા લાગી. અને બોલી કે દીકરા દૂધ ચોખાને તો હજારો ગાઉના છેટાં પડી ગયા. હવે તો ઘેંસ કે બાજરી મળે તો પ્રભુનો પાડ માનીએ.

જ્યારે કુંવર ભૂખ્યો થયો છે અને રડે છે ત્યારે હજારોના પાલણહારના પાસે આજે પોતાના કુંવરને ખાવા આપવાનું પણ સાધન નથી, તેવામાં રખડતા રખડતા કોઢીયાના ટોળા પાસે આવી પહોંચ્યા.

આ કોઢીયાના ટોળાની સંખ્યા સાતસોની હતી. શરીરે ભયંકર કોઢ અને પગે ખોડાં. ત્યારે રાણી બોલ્યા કે ભાઈ અમો દુઃખના માર્યા તમારા આશરે આવ્યા છીએ. માટે અમો દુઃખીયાને આશરો આપવા કૃપા કરો. આ પ્રમાણે વિવેક ભરી ભાષાથી બધી વાત રાણીએ કરી. ત્યારે કોઢીયા બોલ્યા, માતાજી અમને આશરો આપવામાં કશો વાંધો નથી પણ અમારા સાથે ભેગા રહેવાથી તમને આ ભયંકર રોગ લાગુ પડશે. રાણી કહે જેવી ભાવિની મરજી; થવાનું હશે તે થશે. હવે થવામાં શું બાકી રહ્યું છે, અત્યારે તો મારે મારા બાળકનો પ્રાણ બચાવવો છે, જીવતો નરે ભદ્રા પામે.

ત્યારે કોઢીયાઓએ તેમના ટોળામાં શ્રીપાળને અને તેના માતુશ્રીને દાખલ કર્યા. અને રાણીને સફેદ ચાદર ઓઢાડી દીધી. આ વખતે દુષ્ટ અજીતસેનના માણસો તેની તપાસ માટે આવ્યા અને કોઢીયાઓને પૂછ્યું કે એક બાઈ અને છોકરાને આ બાજુથી જતા તમે જોયાં? ત્યારે કોઢીયાઓએ જવાબ આપ્યો કે અમેજ અમારાં દુઃખમાં રિબાઈએ

છીએ. ત્યાં પારકાના ક્યાં સંતાપ કરીએ. અમારા જોવામાં તો કોઈ આવ્યું નથી. ત્યારે આવેલા માણસો ચાલી ગયા. તેથી રાણી અને શ્રીપાળ બચી ગયા. જેને "રામ રાખે તેને કોણ ચાખે."

આ ભૂખ્યાં કુંવર શ્રીપાળને કોઢીયાઓએ ખાવાનું આપ્યું જેથી કુંવરની ભૂખ ટળી પણ ખાવાનું ખાધા પછી ઊંબર જાતનો મહાભયંકર કોઢ થયો. જેમ ઊંબરા ઝાડની છાલ ફાટે તેમ શ્રીપાળનું શરીર ફાટી ગયું. આથી બધા કોઢીયાઓએ એનું નામ ઊંબરરાણો પાડયું.

માતાથી આ દુઃખ જોયું જાય નહિ. ચાલતાં ચાલતાં રસ્તામાં વાત મળી કે કૌશમ્બી નગરીમાં એક વૈદ છે તેની દવા એવી છે કે ગમે તેવો કોઢ હોય તો તે નાબુદ થાય છે. માતા પુત્રના સ્નેહના ખાતર કૌશમ્બી જવા નીકળી અને બધાને કહ્યું કે ઉજ્જેની જઈને થોભજો. ત્યાં મળીશ. કોઢીયા ઉજ્જયની ચાલ્યા. ઉજ્જનીમાં પ્રતિપાળ રાજા છે. તેને બે દીકરીઓ છે એકનું નામ સુરસુંદરી અને બીજીનું નામ મયણાસુંદરી. બન્ને બેનોને રાજાએ ઘણી જ વિદ્યા ભણાવી છે અને ચોસઠે કળામાં પ્રવિણ કરી છે. પરીક્ષા કરવા સારૂ એક દિવસ રાજાએ બન્ને બેનોને રાજસભામાં બોલાવી. અને પૂછયું કે હે દીકરીઓ? તમે આપકર્મી કે બાપકર્મી? ત્યારે મયણાં બોલી કે આપકર્મી, અને સુરસુંદરી કહે કે બાપકર્મી, મયણાં પર રાજા ક્રોધે

ભરાયો અને સુરસુંદરી પર રાજી થયો. સુરસુંદરીને એક રાજાના કુંવર સાથે પરણાવી. મયણા માટે ભીખારીમાં ભીખારી વર શોધવા તૈયાર થયો. જ્યારે રાજા નગર બહાર ફરવા જાય છે ત્યારે કોઢીયાઓનું ટોળુ જોયું તેને જોતાં જ માણસને અભાવ ઉત્પન્ન થયો. રાજાએ દરેક કોઢીયાને જોયા ત્યાં ઊંબર રાણાને પસંદ કર્યો. અને મયણાંનો તેની સાથે હસ્તમેળાપ કર્યો અને રાજા બોલ્યો કે પુત્રી, હવે આપકર્મીની પ્રાબલ્યતા બતાવો. ત્યારે મયણાં બોલી કે જેવી આપશ્રીની આજ્ઞા ? જો મારા નસીબમાં સુખ જ હશે તો સુખ થશે. અને દુઃખ ભોગવવાનું હશે તેમાં કોઈ શું કરે. જેવી મનુષ્યની કરણી હોય તેવું જ ફળ મળે છે. પિતાજી, જો મારા નસીબમાં સુખ નહીં હોય તો આપનું આપેલું ધન પણ કદી ટકી રહેનાર નથી.

આખા નગરમાં હાહાકાર થયો. મયણાં અને ઊંબર રાણો ચાલ્યા. મયણાં બોલી કે પ્રાણેશ ? ગામમાં પંચ મહાવૃતધારી એવા ગુરૂદેવ છે. પતિતને પાવન કરનાર છે. દુઃખીયાના બેલી છે. માટે દર્શન કરી આગળ જઈએ. ગુરૂદેવને ભક્તિભાવથી દર્શન કર્યા. આ વખતે મયણાંએ ગુરૂદેવને પૂછયું કે ગુરૂરાજ કૃપા કરી કાંઈ ઉપાય બતાવો કે મારા પતિનો રોગ મટે અને સદા નિરોગી થાય.

ત્યારે ગુરૂદેવ બોલ્યા કે નવ આયંબિલ કરો ને નવપદજીને

આરાધો. શ્રદ્ધાથી જો નવ આયંબિલનું તપ–વિધિપૂર્વક કરશો તો–કાયા કંચન સરખી બની.

ગુરૂના વચન પર અને જીનેશ્વરની શ્રદ્ધા પર બન્ને જણાએ આયંબિલનો તપ કરવા માંડયો. જ્યારે બે અને ત્રણ આયંબિલ થયા કે શરીર સાધારણ ફેર પડવા માંડયો નવ આયંબિલ પુરાં થતાં શરીરમાંથી તમામ રોગ દુર થયો અને કાયા તેજસ્વી બની વળી સાતસો કોઢીયાઓને પણ પ્રભુના નમણ આપ્યા તે લોકોએ આરોગ્યા તેથી તેમના કોઢ પણ દુર થયા.

મયણાસુંદરીના આનંદનો પાર નથી. શ્રીપાળની માતા કમળપ્રભાને આ વાતની ખબર પડી. એટલે રસ્તામાંથી પાછી ફરી ઊજ્જેણીમાં આવી પુત્રને મળી. ગામમાં મયણાસુંદરીનું મોસાળ હતું. જ્યારે મામાએ વાત જાણી એટલે વાજતે ગાજતે ધામધુમથી ત્રણે જણને ઘેર તેડયાં. ઘણો જ આદરમાન અને સત્કાર કર્યો. રહેવાને માટે સુંદર મકાન આપ્યું.

એક વખત શ્રીપાળ ઘોડે ચડી ગામમાં ફરવા નીકળ્યો ત્યારે રસ્તામાં જનાર માણસ બોલ્યો કે ઘોડે બેસીને રાજાના જમાઇ જાય છે. આ શબ્દો શ્રીપાળના સાંભળવામાં આવ્યા એટલે વિચાર કર્યો કે

**ઉત્તમ કીધા આપ ગુણ, મધ્યમ કીધા બાપ;**
**અધમ સુણ્યા મોસાલના, અધમાધમ સસરાળ.**

પોતાના ગુણો વડે ઓળખાય તે ઉત્તમ નર કહેવાય. બાપના નામથી ઓળખાય તે મધ્યમ; મોસાળના નામથી ઓળખાય તે અધમ કહેવાય. અને સસરાના નામથી ઓળખાય તે અધમાધમ કહેવાય.

તો ધિક્કાર છે મને કે જે હું સસરાના નામથી ઓળખાઉ છું. મારે હવે સસરાના નગરમાં રહેવું વ્યાજબી નથી. શ્રીપાળ ઘેર આવ્યા. માતા અને સ્ત્રીની રજા માગી. અને બોલ્યા કે પરદેશ જઈને ધન પેદા કરીશું. અને મારા બાહુ બળથી મારૂ ગએલું રાજ્ય પાછું મેળવીશું. માતા અને સ્ત્રીને આ વાત કયાંથી ગમે, રજા તો આપી. વરસ દિવસને વાયદે પાછા આવવાનું શ્રીપાળે કીધું. શ્રીપાળ પોતાનું ભાગ્ય અજમાવવા ચાલી નીકળ્યા.

દેશોદેશ, જંગલ, નદી, નાળાં ફરતાં ફરતાં એક પહાડ પાસે આવ્યા. ત્યાં જંગલમાં એક માણસ વિદ્યા સાધે. ત્યારે તેને સાધકની જરૂર. સાધક સિવાય વિદ્યા ફળીભૂત થાય નહિ. એટલે તે માણસે શ્રીપાળને વિનંતી કરી. શ્રીપાળે હા પાડી અને રહ્યા ત્યાં, તેની વિદ્યા સિદ્ધ થઈ એટલે તે માણસે ખુશી થઇ શ્રીપાળને બે વિદ્યાઓ આપી. એક જળ તરણી અને બીજી શસ્ત્ર સંતાપ હરણી. એકથી પાણીમાં ડૂબાય નહીં. બીજીથી શરીરે કોઇ જાતના ઘા વાગે નહિ.

શ્રીપાળ ચાલતાં ચાલતાં ભરૂચ આવ્યા. આ વખતે ધવલ શેઠ નામનો મોટો વેપારી પાંચસો વ્હાણ માલનાં ભરી દરીયાની

સફરે જવાની તૈયારીમાં હતો. શ્રીપાળને દેશાટન જોવાની હોંશ, તેથી મહિને સો સોનામહોરો ભાડું આપવાનું નક્કી કરી વ્હાણમાં બેઠો.

અનુકુળ પવન હોવાથી વ્હાણ ઉપડયાં, વ્હાણમાં માલીક બેઠા પટ અને પુસ્તકો જુએ, ને સુકાનીઓ સુકાન સંભાળે ધ્રુવ તારો જોનારા ધ્રુવ તારો જુએ ને નીશાનીઓ પાણીની ઊંડાણ માપેને કરાણીઓ માલ સાચવે. માંજરીઓ પવન જુએ છે પહેરાયતો પહેરા ભરે છે. ખારવાઓ સઢ અને દોર સંભાળે છે. હલકારાઓ હલેસાં મારે છે. ને વ્હાણ ભરદરીયે સડસડાટ ચાલ્યા જાય છે.

એવામાં એક માંજરી બોલ્યો કે શેઠ પવન મધુરો મધુરો વાય છે અને આ બબ્બર કોટ બંદર દેખાય છે તે જગ્યાએ વ્હાણ જરા થોભાવો એટલે જણે મીઠું પાણી અને બળતણ જે લેવાનું હોય તે લઈ લે. ધવલશેઠે વ્હાણ બબ્બર કોટ ઠેરાવવાની હા પાડી. વ્હાણ થોભાવ્યા. ત્યાં રાજાના સીપાઇઓએ દાન માગ્યું. ધવલશેઠ બોલ્યા કે દાન શેનું ? અમારે અહિ કયાં વેપાર કરવાનો છે, ત્યાં મોટો ઝગડો થયો પણ ધવલશેઠ માન્યા નહિ એટલે રાજાએ લશ્કર મોકલ્યું. લશ્કર આવ્યું અને ધવલશેઠને પકડયા. જ્યારે ઝાડે ઊંધા માથે લટકાવ્યા. ત્યારે શ્રીપાળે વિચાર્યું કે ભુંડું થયું. વાણીયાએ દાન ન આપ્યું અને હવે ગરદન મરાશે

અને વ્હાણ બધા જપ્ત થશે. એટલે શ્રીપાળે લશ્કરને આવી પડકાર કર્યો. ખબરદાર !!! ધવલશેઠનો જો વાંકો વાળ થયો તો. તમે હજુ શ્રીપાળના હાથની સુખડી ચાખી નથી. એમ કહી શ્રીપાળે શમશેર હાથમાં લીધી. લશ્કરમાં યુદ્ધ જામ્યું. લશ્કરના માણસો ટપોટપ પડવા માંડયા, થોડીવારમાં તો શ્રીપાળના શુરાતનથી લશ્કર છિનભિન્ન થઈ ગયું. શ્રીપાળે ધવલશેઠને છોડાવ્યા. ધવલશેઠે પોતાનો જીવ બચ્યો જાણી અડધાં વ્હાણ શ્રીપાળને આપ્યા.

બબ્બર કોટના રાજાને આ પરાક્રમી મહાપુરૂષની ખબર પડી. એટલે ધામધુમ પૂર્વક સ્વાગત કર્યું અને પોતાની કુંવરી પરણાવી.

હવે ધવલશેઠ બોલ્યા કે શ્રીપાળ, રત્નદ્વીપ તો ઘણો જ દુર છે. રોકાવું પાલવે તેમ નથી માટે જવાની ઉતાવળ કરો. અને રજા માગો શ્રીપાળે પોતાની સ્ત્રી સાથે વિદાય લીધી. વ્હાણ હંકારી મુકયું. અને રત્નદ્વીપ કેટલાક દિવસે પહોંચ્યા. અહિં ધવલશેઠે પોતાના અને શ્રીપાળના કરીયાણા વેચવા માંડયા. શ્રીપાળ આગળ પાછળનો મુલક જોવા લાગ્યા. ત્યાં પાસે જ એક પહાડ હતો. તે પહાડ પર મંદિરના કમાડ બંધ થઇ ગએલા. તે કોઇથી ઉઘડે નહિ. ત્યાંના રાજાએ નક્કી કરેલું હતું કે જેનાથી કમાડ ઊઘડશે તેને પોતાની પુત્રી પરણાવવી. શ્રીપાળે તે કમાડ ઊઘાડયા. અને રાજાએ કુંવરી પરણાવી. ધવલશેઠે પોતાનો અને શ્રીપાળનો બધો માલ વેચી નવો માલ

ભેરી વ્હાણ પાછા આગળ હંકાર્યા, શ્રીપાળ પોતાની બન્ને સ્ત્રીઓ સાથે કુવા થંભના ગોળે બેસે છે અને આનંદ કરે છે ત્યારે ધવલશેઠ વિચાર કરે છે કે શ્રીપાળ હાથે પગે આવ્યો હતો. તેને આજે આટલો બધો વૈભવ અને એશઆરામ થયો અને લાખોની મિલ્કત મળી અને વળી સ્ત્રીઓ મળી. અહાહા ?? શું તેની કાન્તિ જો શ્રીપાળને હું દરીયામાં નાંખી દઉં તો સ્ત્રીઓ અને તમામ મિલ્કતનો માલીક હું બનું. દુષ્ટ મનુષ્યો પોતાનો દુષ્ટ સ્વભાવ કદી પણ તજતા નથી ધવલશેઠે શ્રીપાળની સાથે ખુબ હેતથી વાતો કરવા માંડી. પછી એક વખત વ્હાણની કોરે માંચડો બાંધ્યો તેના પર ચડી ધવળે બુમ પાડી કે શ્રીપાળ આમ આવો જોવું હોય તો, કૌતક છે. શ્રીપાળના મનમાં પાપની ગંધ હતી જ નહિ. તેથી તેઓ ધવળના બોલાવ્યાથી માંચડા પર ગયા, કે તરતજ ધવલે ધક્કો માર્યો અને શ્રીપાળ દરીયામાં પડયા. શું કર્મની કઠણાઇ. દરીયામાં કાળુ ભમ્મર પાણી, મોટા મોટા મકાન જેવડાં પાણીના મોજાં ઊછળે. મગર અને બીજા જળચર ભયંકર પ્રાણીઓ બહાર ડોકીયા કરે. શ્રીપાળજીએ નવપદજીનું ધ્યાન ધરી લીધું. શ્રીપાળે દરીયામાં તરવા માંડયું. જળતરીણી વિદ્યાના પ્રભાવથી તરતાં તરતાં કીનારે જઇ પોચ્યા. થાકીને તે ઘણા જ નબળા પડી ગયા. એટલે પાસેના જંગલમાં ચંપાના ઝાડ નીચે જઈને સુતા.

આ વખતે વળી ભાવિનું નિર્માણ કંઈ જુદું જ હતું. કોંકણ

દેશના રાજાની કુંવરી યુવાન થઇ, સારા વરની શોધ કરે છે પણ કોઇ લાયક વર મળતો નથી. એટલે જોશીને બોલાવી જોશ જોવડાવ્યા. જોશી પણ ખરા હોંશિયાર અને વિદ્વાન તેથી જોશ બરાબર જોયા. જોશીએ કહ્યું કે અમુક વાર અને અમુક તિથિએ અમુક વખતે દરિયા કિનારે જજો. ત્યાં પ્રતાપી એક પુરૂષ મળશે તેને કન્યા પરણાવજો. આજે બરાબર તેજ દિવસ અને તેજ વાર હતો. એટલે રાજા અને સિપાઇઓ તેજ વખતે દરિયા કિનારે આવી પહોંચ્યા, ત્યાં એક ચંપાના ઝાડ નીચે મહા પ્રભાવશાળી પુરૂષ સુતેલો જોયો, જ્યારે શ્રીપાળ જાગે છે ત્યારે સિપાઈઓના ટોળાએ વિનયપૂર્વક સલામ કરી અને કહ્યું કે રાજમહેલે પધારો. શ્રીપાળ રાજમહેલે ગયા. રાજા તેમને જોઇ પ્રસન્ન થયો. પોતાની કુંવરી પરણાવી. પછી તેમને એક કામગીરી સોંપી. સભામાં જે કોઈ નવીન માણસ આવે તેને પાનનું બીડું આપવું. શ્રીપાળ દરિયામાં પડતાં પાપી ધવળશેઠે પિશાચિક કૃત્યો કરવા માંડયા. સતીઓનું પતિવ્રત ખંડન કરવા પ્રયત્ન કર્યો. પણ પાપી ફાવ્યો નહિ. શ્રીપાળની બંન્ને રાણીઓ જીનેશ્વરનું નામ લઈ વખત પસાર કરે છે. એમ કરતાં ધવળશેઠના વહાણ કોંકણદેશમાં આવ્યા. તે મોટી કિંમતી ભેટ લઇ રાજા પાસે ગયો. ત્યાં શ્રીપાળે પાનનું બીડું આપ્યું. ધવળશેઠ જોઈ આશ્ચર્ય પામ્યો મનમાં વિચારવા લાગ્યો કે આ પાપી અહિં કયાંથી ?

દરિયામાં નાંખ્યો હતો તો પણ જીવતો નીકળ્યો. ફીકર નહિ, બીજી કંઈ યુક્તિ કરવા દે. આથી ધવળશેઠ બોલવા માંડયો કે શ્રીપાળ તો હલકા કુળનો છે પણ આખરે પાપનો ઘડો ફુટયો. રાજાએ જાણ્યું કે ધવળશેઠ મહા દુષ્ટ છે. તેથી રાજાએ તેને ગરદન મારવાની શિક્ષા આપી. પણ શ્રીપાળના મનને થયું કે ગમે તેમ પણ ધવળશેઠે મને આશરો આપ્યો છે માટે તેને અઘોર શિક્ષા ન ઘટે, તેમને ધવળને છોડાવ્યા અને પોતાના મહેમાન બનાવ્યા. ધન્ય છે ? તે પુરૂષોને. શ્રીપાળે ધવળશેઠના માટે ઘણી કરી પણ ધવળશેઠના મનમાંથી પાપનો ડંખ ગયો નહિ. ત્યારે ધવળશેઠે પાળેલી એક ચંદનઘો મેળવી. રાત્રી પડી એટલે તેના પૂછડે દોરી બાંધી. તે ઘોને ઉપર ફેંકી. ઘો જાણે લોઢાનો ખીલો હોય તેમ ચોંટી ગઇ. પછી ધવળશેઠે દોરીના આધારે મહેલ પર ચડવા માંડયું. જ્યાં અરધે પહોંચ્યા કે દોરી છટકી ગઈ અને ધવળશેઠ પડયા. પડતાની સાથે પોતાના હાથમાં જે ખંજર (શ્રીપાળને મારવા માટે ઉપયોગમાં લેવાનું) હતું તેજ ખંજર તેમના પેટમાં પેસી ગયું અને તે પાપી મરણ પામ્યો. ધવળશેઠની તમામ મિલ્કત તેના મિત્રોને સોંપી.

બીજા રાજાની કુંવરીએ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે મને જે વીણા વગાડવામાં જીતે તેને જ પરણું. શ્રીપાળ તેને વીણામાં જીત્યા અને પરણ્યા. એક અદ્ભુત સુંદર રાજકુમારીએ સ્વયંવર

કર્યો હતો, ત્યાં જઈ શ્રીપાળ પહોંચ્યા અને વરમાળ તેના કંઠે પડી.

એક રાજકુમારીએ અમુક દુહા પૂરા કરી આપે તેનેજ પરણવા નક્કી કર્યું હતું. તે દુહા પણ શ્રીપાળે પૂરા કર્યા અને તેને પરણ્યા.

એક જગ્યાએ રાધાવેધ સાધે તેને કુંવરી પરણાવવાની હતી તે પણ શ્રીપાળે રાધાવેધ સાધ્યો ને કુંવરી પરણ્યાં. આ પ્રમાણે આઠ રાણીઓ પરદેશમાંથી પરણ્યા અને ખુબ ધન મેળવી લશ્કર સહિત ઉજ્જેની પાસે આવ્યા.

ઉજ્જેનીના રાજાએ જાણ્યું કે કોઈ મોટો રાજા ચડી આવ્યો છે એટલે તેની શરણે આવ્યો શ્રીપાળ પોતાની માતા તથા મયણાને મળ્યા તે ઘણાજ ખુશી થયા અને આનંદ-મહોત્સવ માંડયો.

ત્યાં નાટકીયાઓની મંડળી આવી નાટક કરવા લાગી. બધા નાટયકારો પોતપોતાનો પાઠ ભજવવા લાગ્યા, પણ એક નટી ઉભી થઈ નહિ. તેની આંખોમાંથી ચોધારે આંસુ પડવા લાગ્યા. ત્યારે તપાસ કરતાં બધી વાતની ખબર પડી અને તે નટી કોઈ નહિ પણ સુરસુંદરી (મયણા સુંદરીની બહેન હતી) તેનો સ્વામી પોતાના શહેર જતાં લુંટારાએ તેને પકડી વેચી અને તેને આખરે આ ધંધો કરવાની ફરજ

પડી. શું ભાગ્યની વિચિત્રતા? રાજાને પણ આપકર્મી અને બાપકર્મીપણાની ખાત્રી થઈ.

હવે શ્રીપાળ પોતાનું રાજ્ય લેવા લશ્કર લઈ શુભ દિવસે નીકળ્યો. જ્યારે ચંપાનગરી થોડે દુર રહી એટલે સંદેશો આપવા દુત મોકલ્યો. કાકાશ્રીને માલુમ થાય કે તમારો પુત્ર શ્રીપાળ જેને આપે પરદેશમાં હોશિંયાર થવા મોકલ્યો હતો તે આવી ગયો છે. આપ હવે વૃદ્ધ થયા છો. તો રાજ્ય શ્રીપાળને સોંપી આપ હવે ધર્મધ્યાન કરી આત્માનું કલ્યાણ કરો. પણ દુષ્ટ અજીતસેને માન્યું નહિ. જેથી ભયંકર લડાઇ થઈ તેમાં અજીતસેન હાર્યો, શ્રીપાળ રાજગાદી પર બેઠા. કાકાએ પોતાના પર જુલમ ગુંજાર્યો હતો છતાં પણ તે ભૂલી જઈ કાકાને માનભરી પદવી આપી પોતાની ઉદારતા બતાવી આપી. સજ્જન પુરૂષો હંમેશાં અપકાર ઉપર ઉપકાર કરી પોતાના આત્માને ધન્ય માને છે.

રાજ્યમાં રૈયતને ઘણું જ સુખ આપ્યું, અને નવપદજીનો મોટા ઠાઠથી મહોત્સવ કર્યો. અજીતસેનને સમય જતાં વૈરાગ્યભાવના ઉત્પન્ન થઈ તેમને દીક્ષા લઈ પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી પોતાના આત્માનું કલ્યાણ કર્યું. રાજા શ્રીપાળ તથા મયણાં વિગેરે રાણીઓએ પણ પોતાના આત્માનું

કલ્યાણ સાધી સદ્‌ગતીને વર્યાં. વંદન હો એ મહાપ્રભાવશાળી શ્રીપાળને. !!!

આજે પણ નવપદજીની ઓળી થાય છે અને દરેકના મુખ પર શ્રીપાળનું નામ આવે છે તે મહાપુરૂષને ધન્ય છે! સાચા ભાવે નવપદજીને આરાધનારને ધન્ય છે !!



## નવપદજીના આરાધનારાઓને

# નમ્ર વિનંતિ

આયંબિલ જેવો અમૂલ્ય તપ જેમાં વળી નવપદનું આરાધન ક્રિયા સાથે જે મહાનુભાવો કરે છે તેને જેટલો ધન્યવાદ આપવામાં આવે એટલો ઓછો છે. તેથી જ આ નાનકડું અનેનવપદ આરાધનાની નવે દિવસની તમામ વિધી અને ક્રિયા સાથેનું પુસ્તક બહાર પાડવાનું મુખ્ય કારણ તો એજ છે કે તમામ ભાઈબ્હેન વિધિપૂર્વક પોતાના સ્થાન પર પણ પવિત્ર (નવપદનું) આયંબિલની ઓળી કરી શકે, અને તે આત્મકલ્યાણ સાધી આત્માની ઊન્નતિ કરે તો આશા છે કે દરેક ભાઇબ્હેન આ નાનકડું પુસ્તક લેશો. અને મારા હૃદયના ભાવને ઉત્સાહ આપશો.

લી. ભોગીલાલ રતનચંદ

ધરમપુર સ્ટેટ રાજકવિના જયજિનેન્દ્ર

ઓછા ખર્ચે ઘણો જ લાભ.

૧ ચોપડીની કીં. રૂા. ૦-૬-૦

૧૦૦ ચોપડીના રૂા. ૨૫-૦-૦

# શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ

## શ્રી સિદ્ધચક્ર (નવપદજી)નું આરાધન શી રીતે થાય ? તેનું સંક્ષિપ્ત વર્ણન

જેનો અપૂર્વ મહિમા શાસ્ત્રકાર મહારાજે કહ્યો છે એવા શ્રી સિદ્ધચક્રજી–નવપદજી, ભવભ્રમણનો અંત કરવામાં અદ્વિતીય સાધનભૂત છે. શ્રી સિદ્ધચક્રપદની આરાધના કરવી વગેરે પ્રસંગોમાં અપ્રમત્ત બનવું એ કલ્યાણેચ્છુજનો માટે અત્યાવશ્યક માર્ગ છે.

આત્મહિતેચ્છુ જનો શ્રી સિદ્ધચક્રપદ આરાધન માટે ખાસ આયંબિલ (આચામ્લ) તપ કરી વિધિપૂર્વક તેનું તપ આદરે છે, જૈનદેવાલયોમાં ભગવંતની વિવિધ પ્રકારે ભક્તિ કરે છે. એટલુંજ નહિ પણ શ્રી સિદ્ધચક્રપદની અલૌકિકપણે આરાધના કરવાથી આત્મકલ્યાણ કરવા સાથે લૌકિક સંપદા પ્રાપ્ત કરનાર **સતી મયણાસુંદરી** અને **શ્રીપાલ રાજાના** ચરિત્રનું ભાવપૂર્વક શ્રવણ તેમજ મનન કરે છે. એકંદર એ દિવસો જેમ બને તેમ પવિત્ર રીતે પસાર થાય તેમ વિધિપૂર્વક પૂર્ણ કરે છે.

એ શ્રી નવપદજીના નામ અને તેનાં આરાધનની ટુંકી સમજણુ નીચે પ્રમાણે છેઃ—

## ૧. શ્રી અરિહંત પદ

શ્રી જિનાગમના સારભૂત શ્રીપંચ પરમેષ્ઠી મહામંત્રમાં આ પદ મુખ્ય છે. શ્રી જિનપ્રતિમાની શુદ્ધ આશયથી દ્રવ્ય તેમજ ભાવપૂર્વક ભકિત કરવી, શ્રી જિનાજ્ઞાનું પાલન કરવું અને શ્રી જિનેંદ્રનાં કલ્યાણકના દિવસોએ વિશેષ પ્રકારે ભકિત કરવી વગેરેથી આ પદનું આરાધન થાય છે.

## ૨. શ્રી સિદ્ધપદ

સકલ કર્મક્ષય કરી ચૌદગાં ગુણસ્થાનકને અંતે સાદિ અનંતમે ભાગે જેઓ લોકાન્તે સ્થિત રહેલા છે, એવા સિદ્ધ પરમાત્માનું તેમના ગુણો સહિત ધ્યાન કરવું, દ્રવ્ય તેમજ ભાવ પૂર્વક તેમની ભકિત કરવી વગેરેથી આ પદનું આરાધન થાય છે.

## ૩. શ્રી આચાર્યપદ

આચાર્યના છત્રીસ ગુણોએ યુકત, પંચાચારનું સ્વયં પાલન કરનાર અને અન્ય મુનિઓ પાસે પાલન કરાવનાર, જિનોકત દયામય-સત્ય ધર્મનો શુદ્ધ ઉપદેશ કરનાર, નિરંતર અપ્રમત્ત દશામાં વર્તવાના ,ખપી, ધર્મધ્યાનાદિ શુભ ધ્યાનના ધ્યાતા, ગચ્છના મુનિઓને ચાર પ્રકારની શિક્ષા આપનાર ઇત્યાદિ ગુણોએ યુક્ત એવા આચાર્ય મહારાજની દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

## ૪. શ્રી ઉપાધ્યાયપદ

નિર્મળ જિનાગમના બોધ સહિત ચારિત્રપાલનમાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકાર દૃષ્ટિથી સાધુ સમુદાયને સૂત્રાર્થનું દાન આપનાર, પથ્થર જેવા જડબુદ્ધિવાળા શિષ્યને પણ સુવિનીત બનાવવાની શકિત ધરાનાર તથા નિરંતર સજ્ઝાય ધ્યાનમાં વર્તનાર શ્રી ઉપાધ્યાય મહારાજની ભક્તિ વગેરે કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

## ૫. શ્રી સાધુપદ

સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રરૂપ મોક્ષ માર્ગનું સાધન કરે તે સાધુ કહેવાય છે. મુનિ, ઋષિ, તપસ્વી, અણગાર, સર્વવિરતિ એ બધા સાધુ શબ્દના પર્યાયવાચક નામો છે. પંચ મહાવ્રતોનું પાલન તથા છઠ્ઠા રાત્રિભોજનનો ત્યાગ, એ મુનિના મહાવ્રતો છે. સાધુના સત્તાવીશ ગુણો તથા ચરણસિત્તરિ અને કરણસિત્તરિના ગુણો પ્રાપ્ત કરવાને તેઓ સદા ઉદ્યમવન્ત હોય છે. ફક્ત ચારિત્રારાધન માટે બેંતાલીશ દોષ રહિત આહાર ગ્રહણ કરનાર છે, એવા જિનજ્ઞાપાલક સાધુ મહારાજની ભક્તિ કરવાથી એ પદનુ આરાધન થઈ શકે છે.

## ૬. શ્રીદર્શનપદ

શ્રીસર્વજ્ઞકથિત જીવાજીવાદિ નવ તત્ત્વોનુ તથા શુદ્ધદેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનું શ્રદ્ધાન તે સમ્યક્ત્વ. ૧. અઢાર દૂષણથી રહિત વીતરાગ પરમાત્માને દેવ તરીકે–૨. પંચ મહાવ્રતો ધારણ કરનાર, કંચન કામિનીના ત્યાગી અને

શ્રી જિનાજ્ઞાનુસાર સંયમ માર્ગમાં યથાશક્તિ વીર્યફોરવનારને ગુરૂ તરીકે તથા ૩. શ્રી વીતરાગ કથિત દયામય ધર્મને ધર્મ તરીકે–માની સમકિતના સડસઠ ભેદનું સ્વરૂપ સમજી, મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્કૂત્વ અંગીકાર કરવું તથા તેનું શુદ્ધ રીતે પાલન કરવું, ઇત્યાદિથી આ પદનુ આરાધન થઇ શકે છે.

સમ્યક્ત્વ સહિત વ્રત અને અનુષ્ઠાનો આત્માને હિતકર્તા થાય છે. આ પદ મોક્ષપદ પ્રાપ્તિમાં બીજરૂપ છે, એટલુંજ નહિ–પરંતુ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનારનો સંસારભ્રમણ–કાળ મર્યાદિત થઈ જાય છે, એટલે કે વધારેમાં વધારે અર્ધ-પુદ્દગલ પરાવર્તન કાળમાં તે ચોક્કસ મોક્ષ પ્રાપ્ત કરે છે.

## ૭. શ્રીજ્ઞાનપદ

સર્વજ્ઞપ્રણીત આગમમાં વર્ણવેલાં તત્ત્વોનો જે શુદ્ધ અવબોધ, તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે. એ જ્ઞાનની પ્રાપ્તિ માટે ભવ્યજનોએ જ્ઞાનાચારના નિરતિચારપણે પાલનપૂર્વક જ્ઞાન ભણવું, ભણાવવું, સાંભળવું, જ્ઞાન લખાવવું, જ્ઞાનની પૂજા કરવી. એકંદર જેથી જ્ઞાનાવરણીયકર્મ નાશ પામે, એવી કોઈ પણ યોગ્ય પ્રવૃત્તિ કરવી. જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ કરવી. ઈત્યાદિથી એ પદનું આરાધન થઇ શકે છે.

## ૮. શ્રીચારિત્રપદ

ચારિત્ર સમ્યગ્જ્ઞાનનું ફળ છે. સંસારરૂપી ભયંકર સમુદ્રને નિર્વિઘ્ને તરી જવાને ચારિત્ર એ પ્રવહણ–વહાણ સમાન છે, જેના પ્રભાવથી રંક જીવો પણ દ્વાદશાંગીરૂપ

શ્રુત ભણીને સમૃદ્ધિવાન બને છે. પાપી જીવોને પણ નિષ્પાપ થવાનું પ્રબળ સાધન છે. છ ખંડની ઋદ્ધિનાં ભોક્તા ચક્રવર્તિઓ પણ જેને અંગીકાર કરે છે, તેવા, આઠ કર્મને નિર્મૂળ કરવાને અત્યન્ત સમર્થ ચારિત્રપદની આરાધના તેના શુદ્ધ પાલન–આસેવનથી થઇ શકે છે. ગૃહસ્થ દેશવિરતિ ચારિત્રની આરાધના કરી શકે છે, અને મુનિઓ સર્વવિરતિ ચારિત્રની આરાધના કરી શકે છે. બાર માસનાં ચારિત્રપર્યાયવાળા સાધુ અનુત્તર વિમાનવાસી દેવોનાં સુખથી પણ અધિક સુખ વેઠી શકે છે.

## ૯. શ્રીતપપદ.

આત્મપ્રદેશની સાથે દુષ્ટ કર્મો અનાદિ કાળથી લાગેલાં છે, તે કર્મ પુદ્દગલોને તપાવી આત્મપ્રદેશોથી છુટા પાડવાનું કાર્ય તપ કરે છે, તેને નિર્જરા તત્ત્વ પણ કહે છે. તે પ્રત્યેકના છ છ પેટાભેદ છે. અનશન, ઉનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયકલેશ અને સંલીનતા, એ છ પ્રકારે બાહ્ય તપ થાય છે. પાયશ્ચિત, વિનય; વૈયાવૃત્ય. સ્વાધ્યાય, ધ્યાન અને કર્યોત્સર્ગ એ છ પ્રકારનું આભ્યંતર તપ છે, જે તપ કરવાથી દુર્ધ્યાન ન થાય, મન વચન અને કાયયોગની હાનિ ન થાય; તથા ઈંદ્રિયોની શક્તિ ક્ષીણ ન થાય, એવી રીતે તપ કરવાનો છે. તેમ જ આ લોકનાં સુખ સંપત્તિ અને કીર્તિની ઈચ્છા વિના, નવ, પ્રકારના નિયાણા વિના અને સમભાવપૂર્વક તપ કરવાથી જ તેની આરાધના થાય છે, અને તે રીતે આત્માને લાભ થાય છે.

આ પદોનું મહાત્મ્ય એવા પ્રકારનું છે કે–તેનું યથાર્થ

નવમે ભવે સિદ્ધિપદ. વિધિ પૂર્વક આરાધન કરનાર ઉત્કૃષ્ટ નવમે ભવે અવશ્ય સિદ્ધિપદને પામે છે, વચ્ચે દેવ અને મનુષ્યના ઉત્તમ સામગ્રીઓ યુક્ત ભવો પામે છે, અને જગતમાં ઉત્તમ પ્રકારના યશ અને કીર્તિ પામે છે.

એ નવપદમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વોનો સમાવેશ થયેલો છે. અરિહંત અને સિદ્ધ એ દેવતત્ત્વ છે, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ; ગુરુ તરીકે છે; અને દર્શન જ્ઞાન, ચારિત્ર અને તપથી ધર્મતત્ત્વનું ગ્રહણ થાય છે. એ ત્રણ તત્ત્વોની પરીક્ષા પૂર્વક જે સદ્દહણા જાગે છે, તે જ જૈનધર્મ રૂપી વિશાળ વૃક્ષનું મૂળ ગણાય છે.

## શ્રી નવપદજીના આરાધનનાં દૃષ્ટાંત

| | | |
|---|---|---|
| १ अरिहंत | પદારાધનથી. | દેવપાળ રાજા ( રાજ્યના સ્વામી ) તથા કાર્તિકશ્રેષ્ઠી, ( ઈંદ્ર ) થયા. |
| २ सिद्ध | ,, | પુણ્ડરીકજી, પાંડવો અને રામચંદ્રજી મુક્તિ પામ્યા. |
| ३ आचार्य | ,, | પ્રદેશીરાજા ( સૂર્યાભદેવ ) થયા. |
| ४ उपाध्य | ,, | વજ્રસ્વામીના શિષ્યો દેવ થયા. |
| ५ साधु | ,, | રોહિણી સતી શિરોમણી થઇ. |
| ६ दर्शन | ,, | સુલસા તિર્થંકર થશે. |
| ७ ज्ञान | ,, | શીલવતી પ્રકર્ષ પુણ્યભાક્ થઈ. |
| ८ चारित्र | ,, | શિવકુમારના ભવે આરાધનાર જંબુકુમાર ચરમ કેવળીથયા. |
| ९ तप | ,, | વીરમતીના પૂર્વભવે અરાધનાર દમયંતી પ્રકર્ષ પુણ્યવતી થઈ. |

## શ્રી નવપદજી અને તેના વર્ણો.

| | | |
|---|---|---|
| अरिहंत | પદ. ... ... ... ... | શ્વેત. |
| सिद्ध | પદ. ... ... ... ... | લાલ. |
| आचार्य | પદ. ... .... ..... ..... | પીત. |
| उपाध्याय | પદ. ... ... ... .... | નીલ. |
| साधु | પદ. ..... ... ... ... | શ્યામ. |
| सम्यग्दर्शन | પદ. ... ... ... ... | શ્વેત. |
| सम्यग्ज्ञान | પદ. ... .. ... ... | ,, |
| सम्यक्चारित्र | પદ ... ... ... ... | ,, |
| सम्यक्तप | પદ. ... ... ... ... | ,, |

પરિચય—નવપદના વર્ણની કલ્પના ધ્યાતા–સાધકની અપેક્ષાએ કરવામાં આવેલી છે, વાસ્તવિક રીતે તે પદો વર્ણ, ગંધ અને સ્પર્શરહિત છે. પૂર્વાચાર્યોની આ પ્રાચીન કલ્પના આધુનિક અમેરિકન માનસશાસ્ત્રીઓ સાથે સંપૂર્ણ મળતી આવે છે. તેણે મનના વિચારો આકારો અને વર્ણો અમુક પ્રકારનાં હોય છે, તેમ Mental eye-rays માનસવિદ્યુત્કિરણ યંત્રવડે તપાસ્યું છે. હવે ધ્યાનની શરૂઆત કરનાર મનુષ્યને આંખો મીંચી અંતર્મુખ થતા હૃદયમાં અષ્ટદળ કમળનું ચિંતવન કરતાં પ્રથમ શ્યામવર્ણ ભાસે છે; પછીથી ધીમે ધીમે નીલ, પીત અને શ્વેત ભાસે છે. છેવટે તેજના ગોળા જેવો લાલવર્ણ ધ્યાનગોચર થાય છે. ધ્યાનના દીર્ઘ અભ્યાસ વડે એકદમ લાલવર્ણ મનોગ્રાહ્ય થઇ શકે છે. સાધુથી અરિહંત સુધીનું ધ્યાન અનુક્રમે શ્યામથી શ્વેત વર્ણની કલ્પનાદ્વારા થાય છે. આ રીતે સાધક મનુષ્ય ' સાધુપદ'થી આરંભીને

'સિદ્ધ' ના ધ્યાન સુધી પહોંચી શકે છે. અરિહંતાદિ પંચપરમેષ્ઠિઓ જ્ઞાનાદિ ગુણોને અનુભવનાર ( Practical ) વ્યકિતઓ હોવાથી ધ્યાનને માટે જુદા જુદા વર્ણો પોતપોતાના ક્રમ અનુસાર કલ્પેલા છે અને સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્ર અને તપ પોતે આત્માના ગુણો જ (Theories ) હોવાથી શ્વેતવર્ણો કલ્પેલા છે. આ રીતે વર્ણોની સાથે ધ્યાનની મનોવૃત્તિનો સમન્વય છે. માનસિક વર્ણો અને આકારની હકીકત 'Man visidle & invisibles' નામના પુસ્તકની અંદર વિસ્તાર પૂર્વક ચિત્રો સાથે દર્શાવેલી છે. જે C. W. Leadbeater ની પાશ્ચાત્ય શોધને આધારે કૃતિ છે. તેમ જ Thought-forms નામના પુસ્તકની અંદર પણ માનસિક વિચારોને રંગ હોય છે તે સિદ્ધ કરેલું છે.

---

## ઓળી કરનાર ભાઇબ્હેનોને આવશ્યક સૂચનાઓ.

(૧) આ દિવસોમાં જેમ બને તેમ કષાયનો ત્યાગ કરવો અને વિકથા કરવી નહિ.

(૨) આ દિવસોમા આરંભોનો ત્યાગ કરવો અને કરાવવો તથા બની શકે તેટલી 'અમારિ' પળાવવી.

(૩) દેવપૂજનના કાર્ય સિવાય સચિત્ત પાણીનો ત્યાગ રાખવો.

(૪) પહેલા અને પાછલા દિવસ સાથે બધા દિવસોમાં મન, વચન અને કાયાથી નિર્મળ બ્રહ્મચર્યનું પાલન કરવું. કુદૃષ્ટિ પણ કરવી નહિ.

(૫) જતાં આવતાં ઇર્યાસમિતિનો ખાસ ઉપયોગ રાખવો.

(૬) કોઇપણ ચીજ લેતાં મૂકતાં, કટાસણું, સંથારીયું પાથરતાં, યતનાપૂર્વક પૂજવા પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો.

(૭) થુંક, બળખો, લીંટ જેમ તેમ નાંખવા નહિ, પણ રૂમાલ રાખીને તેમાં કાઢવા ખાસ ઉપયોગ રાખવો, તેથી પણ જીવ રક્ષા ઘણી થઇ શકે છે.

(૮) પ્રતિક્રમણ, પડિલેહણ, દેવવંદન, પ્રભુપૂજન વિગેરે ક્રિયા કરતાં, ગુણણું ગણતાં, આહાર વાપરતાં, માર્ગે જતાં આવતાં, સ્થંડિલ માત્રું કરવા જતાં બોલવું નહિ.

(૯) આયંબિલ કરતી વખતે આહાર સારો યા ખરાબ હોય તેના ઉપર રાગદ્વેષ કરવો નહિ. વાપરતાં 'સુર સુર' 'ચબ ચબ' શબ્દ નહિ કરતાં, એઠવાડ પડે નહિ તેવી રીતે ઉપયોગ પૂર્વક જવું.

(૧૦) ચૌદ નિયમો હંમેશ ધારવા ઉપયોગ રાખવો.

(૧૧) પાણી પીધા પછી પ્યાલો તુરત જ લોહી નાંખવો, તેમ નહિ કરવાથી બે ઘડી પછી સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થાય છે.

(૧૨) થાળી વાટકા વગેરે તમામ વાસણો નામવિનાનાં તથા વસ્ત્રો ધોયેલાં વાપરવા, સાંધેલાં ફાટેલાં ન વાપરવાં.

(૧૩) ભાણા માંડવાના પાટલાઓ ડગતા ન રહે તેનો ખાસ ઉપયોગ રાખવો.

(૧૪) નવકારવાલી તથા પુસ્તક વિગેરે શુદ્ધ ઉંચે સ્થાનકે મૂકવાનો ઉપયોગ રાખવો. ચરવળે ભરાવી દેવાથી તથા

કટાસણા ઉપર જેમ તેમ મૂકી દેવાથી આશાતના થાય છે.

(૧૫) દરેક ક્રિયા ઉભા ઉભા પ્રમાદ રહિતપણે કરવી.

---

## શ્રી નવપદજીની ઓળીની વિધિના દિવસોનો કાર્યક્રમ.

શરૂઆત કરનારે પ્રથમ આસો માસની ઓળીથી શરૂઆત કરવી. તિથિની વધઘટ ન હોય તો આસો સુદ ૭ અગર ચૈત્ર સુદ ૭; અને વધઘટ હોયતો સુદ ૬ અગર સુદ ૮ થી શરૂ કરવી તે સુદ ૧૫ સુધી નવ આયંબિલ કરવાં, અને સાડાચાર વર્ષ એકી સાથે નવ ઓળી અવશ્ય કરવી.

### એ નવ દિવસે કરવાની સામાન્ય આવશ્યક ક્રિયાઓઃ—

(૧) એક પ્રહર અથવા ચાર ઘડી રાત્રિ બાકી હોય ત્યારે ઉઠી; મંદ સ્વરે ઉપયોગી રાત્રિ પ્રતિક્રમણ કરવું.

(૨) પદના ગુણની સંખ્યા પ્રમાણે લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

(૩) લગભગ સૂર્યોદયને વખતે પડિલેહણ કરવું.

(૪) આઠ થોયો વગે દેવવંદન કરવું.

(૫) સિદ્ધચક્રજીના યંત્રની વાસક્ષેપ વડે પૂજા કરવી.

(૬) નવ જુદા જુદા દેરાસરે, અગર નવ પ્રતિમાજી સન્મુખ નવ ચૈત્યવંદન કરવાં.

(૭) ગુરૂવંદન કરી વ્યાખ્યાન શ્રવણ કરી પચ્ચક્ખાણ કરવું.

(૮) નાહી, શુદ્ધ થઇ, જિનેશ્વરની સ્નાત્ર તથા અષ્ટપ્રકારી પૂજા કરવી.*

(૯) જે પદના જેટલા ગુણ હોય, તેટલા સ્વસ્તિક કરવા. અને તેના ઉપર ફ્લ અને નૈવેદ્ય યથાશક્તિ ચઢાવવાં.

(૧૦) બપોરનું આઠ થોઇએ દેવવંદન કરવું.

(૧૧) દરેક પદના ગુણો હોય તેટલી પ્રદક્ષિણા લઇ ખમાસમણાં દેવાં.

(૧૨) સ્વસ્થાનકે આવી પચ્ચક્ખાણ પારી આયંબિલ કરવું.

(૧૩) આયંબિલ કર્યા પછી ત્યાંજ તિવિહારનું પચ્ચક્ખાણ કરવું. પછી ચૈત્યવંદન કરી પાણી વાપરવું, ઠામચઉવિહારનું પચ્ચક્ખાણ કરનારને ચૈત્યવંદન કરવાની જરૂર નથી.

(૧૪) સાંજે–સૂર્યાસ્ત પહેલાં, પડિલેવણ કરી આઠ થોઇએ દેવવંદન કરવું.

(૧૫) દેરાસરે દર્શન કરી આરતિ મંગળ દીવો કરવો.

(૧૬) દૈવસિક પ્રતિક્રમણ કરવું.

(૧૭) જે દિવસે જે પદની આરાધના હોય તેની વીસ નવકારવાલી ગણવી.

(૧૮) રાત્રે શ્રીપાલ રાજાનો રાસ સાંભળવો.

(૧૯) એક પ્રહર રાત્રિ વીત્યા બાદ સંથારા પોરિસી સૂત્રની ગાથાઓ ભણાવી સંથારે સુઇ રહેવું.

(૨૦) દરરોજનો વિધિ હમેશાં સૂતા પહેલાં પૂર્ણ કરી દેવો. ઉપર મુજબ નવેય દિવસ ક્રિયા કરવાની છે.

---

* પૂજા ભણાવી રહ્યા પછી આરતિ મંગળદીવો ઉતારી પ્રભુનાં ન્હવણ જળથી શાન્તિ કળશ ભણાવવો.

## હરેક દિવસની ક્રિયાની ખાસ સમજ.

વિધિઃ— પહેલો દિવસ

પદ—શ્રી અરહિંત.
જાપ—ૐ ह्रीं નમો અરિહંતાણું.
નવકારવાલી—વીશ
વર્ણ—શ્વેત. એક ધાન્યનું આયંબિલ, તે ચોખાનું કરવું,

કાઉસગ્ગ—બાર લોગસ્સ
સ્વસ્તિક—બાર
ખમાસમણા—બાર.
પ્રદક્ષિણા—બાર.

### ખમાસમણાનો દુહોઃ—

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાયરે;
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે. વીર૦

### અરહિંત પદના બાર ગુણઃ—

૧ અશોકવૃક્ષપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિહંતાયનમઃ
૨ પુષ્પવૃષ્ટિપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિ૦
૩ દિવ્યધ્વનિપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિ૦
૪ ચામરયુગ્મપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિ૦
૫ સ્વર્ણસિંહાસનપ્રાતિહાર્ય સંયુતાય શ્રી અરિ૦
૬ ભામણ્ડલપ્રાતિહાર્યસંસુતાય શ્રી અરિ૦
૭ દુન્દુભિપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિ૦
૮ છત્રત્રયપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિ૦
૯ જ્ઞાનાતિશયસંયુતાય શ્રી અરિ૦
૧૦ પૂજાતિશયસંયુતાય શ્રી અરિ૦
૧૧ વચનાતિશયસંયુતાય શ્રી અરિ૦
૧૨ અપાયાપગમાતિશય સંયુતાય શ્રી અરિ૦

## બીજો દિવસ

| | |
|---|---|
| પદ—શ્રીસિદ્ધપદ | કાઉસગ્ગ—આઠ લોગસ્સ. |
| જાપ—ૐ હ્રીં નમો સિદ્ધાણું | સ્વસ્તિક—આઠ. |
| નવકારવાલી—વીસ | |
| વર્ણ—લાલ. એક ધાનનું | ખમાસમણા—આઠ |
| આયંબિલ, તે ઘઉંનું કરવુ. | પ્રદક્ષિણા—આઠ. |

**ખમાસમણાનો દુહો—**

રૂપાતિત સ્વભાવ જે, કેવલ દંસણ-નાણીરે,
તે ધ્યાતા નિજ આત્મા, હોય સિદ્ધ ગુણ ખાણીરે-વીર૦

**સિદ્ધપદના આઠ ગુણ:—**

| | |
|---|---|
| ૧ અનન્તજ્ઞાનસંયુતાય શ્રીસિદ્ધાય નમ: | ૫ અક્ષયસ્થિતિગુણસંયુતાય શ્રીસિ૦ |
| ૨ અનન્તદર્શનસંયુતાય શ્રીસિ૦ | ૬ અરૂપિનિરંજનગુણ સંયુતાય શ્રીસિ૦ |
| ૩ અવ્યાબાધગુણસંયુતાય શ્રીસિ૦ | ૭ અગુરૂલઘુગુણસંયુતાય શ્રીસિ૦ |
| ૪ અનન્તચારિત્રગુણસંયુતાય શ્રી સિ૦ | ૮ અનન્તવીર્યગુણસંયુતાય શ્રીસિ૦ |

## ત્રીજો દિવસ

| | |
|---|---|
| પદ—શ્રીઆચાર્ય, | નવકારવાલી—વીસ. |
| જાપ—ૐ હ્રીં નમો આયરિયાણં. | વર્ણ—પીળો. એક ધાન્યનું આયંબિલ. તે ચણાનું કરવું. |

કાઉસગ્ગ—લોગસ્સ છત્રીશ. | ખમાસમણા—છત્રીશ.
સ્વસ્તિક—છત્રીશ. | પ્રદક્ષિણા—છત્રીશ.

## ખમાસમણાનો દુહો—

ધ્યાતા આચારજ ભલા, મહા મંત્ર શુભ ધ્યાનીરે,
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણીરે.—વીર૦

## આચાર્ય પદના ૩૬ ગુણ—

૧ પ્રતિરૂપગુણસંયુતાય શ્રીઆચાર્યાય નમઃ
૨ સુર્યવત્તેજસ્વિગુણસંયુતાય શ્રી આચા૦
૩ યુગપ્રધાનાગમસંયુતાય શ્રી આચા૦
૪ મધુરવાકયગુણસંયુતાય શ્રી આચા૦
૫ ગામ્ભીર્યગુણસંયુતાય શ્રી આચા૦
૬ ધૈર્યગુણસંયુતાય શ્રી આચા૦
૭ ઉપદેશગુણસંયુતાય શ્રી આચા૦
૮ અપરિશ્રાવિગુણસંયુતાય શ્રી આચા૦
૯ સૌમ્યપ્રકૃતિગુણસંયુતાય શ્રી આચા૦
૧૦ શીલગુણસંયુતાય શ્રી આચા૦
૧૧ અવિગ્રહગુણસંયુતાય શ્રી આચા૦
૧૨ અવિકથકગુણસંયુતાય શ્રી આચા૦
૧૩ અચપલગુણસંયુતાય શ્રી આચા૦
૧૪ પ્રસન્નવદનગુણસંયુતાય શ્રી આચા૦
૧૫ ક્ષમાગુણસંયુતાય શ્રી આચા૦
૧૬ ઋજુગુણસંયુતાય શ્રી આચા૦
૧૭ મૃદુગુણસંયુતાય શ્રી આચા૦
૧૮ સર્વાંગમુક્તિગુણસંયુતાય શ્રી આચા૦

૧૯ દ્વાદશવિધતપોગુણસંયુ-
તાય શ્રી. આચા૦

૨૦ સપ્તદશવિધસંયમગુણ
સંયુતાય શ્રી આચા૦

૨૧ સત્યવ્રતગુણસંયુતાય શ્રી
આચા૦

૨૨ શાચગુણસંયુતાય શ્રી
આચા૦

૨૩ અકિંચનગુણસંયુતાય
શ્રી આચા૦

૨૪ બ્રહ્મચર્યગુણસંયુતાય
શ્રી આચા૦

૨૫ અનિત્યભાવનાભાવકાય
શ્રી આચા૦

૨૬ અશરણભાવનાભાવકાય
શ્રી આચા૦

૨૭ સંસારસ્વરૂપભાવનાભાવ-
કાય શ્રી આચા૦

૨૮ એકત્વભાવનાભાવકાય
શ્રી આચાર્યાય નમ:

૨૯ અન્યત્વભાવનાભાવકાય
શ્રી આ૦

૩૦ અશુચિભાવનાભાવકાય
શ્રી આ૦

૩૧ આશ્રવભાવનાભાવકાય
શ્રી આ૦

૩૨ સંવરભાવના ભાવકાય
શ્રી આ૦

૩૩ નિર્જરાભાવનાભાવકાય
શ્રી આ૦

૩૪ લોકસ્વરૂપભાવનાભાવકાય
શ્રી આ૦

૩૫ બોધિદુર્લભભાવના
ભાવકાય શ્રી આ૦

૩૬ ધર્મદુર્લભભાવનાભાવકાય
શ્રી આ૦

---

## ચોથો દિવસ

પદ—શ્રી ઉપાધ્યાય.

જાપ—ૐ હ્રીઁ નમો
ઉવજ્ઝાયણ.

નવકારવાળી—પચીસ

વર્ણ—લીલો, એક ધાન્યનું
આયંબિલ. તે મગનું કરવું.

કાઉસગ્ગ—પચીસ લોગસ્સ. ખમાસમણા—પચીસ.
સ્વસ્તિક—પચીસ. પ્રદક્ષિણા—પચીસ.

**ખમાસમણાનો દુહો—**

તપ સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે;
ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતારે.—વીર૦

## ઉપાધ્યાય પદના ૨૫ ગુણ:—

૧ શ્રી આચારાઙ્ગસુત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉપાધ્યાય નમઃ
૨ શ્રી સૂત્રકૃતાઙ્ગસૂત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૩ શ્રી સ્થાનાઙ્ગસૂત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૪ શ્રી સમવાયાઙ્ગસૂત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૫ શ્રી ભગવતીસૂત્ર પઠનગુણ-યુક્તાય શ્રી ઉ૦
૬ શ્રી જ્ઞાતાસૂત્રપઠનગુણ-યુક્તાય શ્રી ઉ૦
૭ શ્રી ઉપાસકદશા સૂત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૮ શ્રી અન્તકૃદ્દશાસૂત્રપઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૯ શ્રી અનુત્તરોપપાતિક સૂત્રપઠનગુણયુક્તાય શ્રી ઉ૦
૧૦ શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્ર પઠનગુણયુક્તાય શ્રી ઉ૦
૧૧ શ્રી વિપાકસૂત્રપઠનગુણ યુક્તાય શ્રી ઉપા૦
૧૨ ઉત્પાદપૂર્વપઠન ગુણ યુક્તાય શ્રી ઉપા૦
૧૩ આગ્રાયણીય પૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી ઉ૦
૧૪ વીર્યપ્રવાદપૂર્વપઠનગુણ યુક્તાય શ્રી ઉ૦
૧૫ અસ્તિપ્રવાદપૂર્વપઠનગુણ યુક્તાય શ્રી ઉ૦
૧૬ જ્ઞાનપ્રવાદપૂર્વપઠનગુણ યુક્તાય શ્રી ઉ૦
૧૭ સત્યપ્રવાદપૂર્વપઠનગુણ યુક્તાય શ્રી ઉ૦
૧૮ આત્મપ્રવાદપૂર્વપઠનગુણ યુક્તાય શ્રી ઉ૦

૧૯ કર્મપ્રવાદપૂર્વપઠનગુણ
યુક્તાય શ્રી ઉ૦
૨૦ પ્રત્યાખ્યાનપ્રવાદપૂર્વપઠન
ગુણયુક્તાય શ્રી ઉ૦
૨૧ વિદ્યાપ્રવાદપૂર્વપઠનગુણ
યુક્તાય શ્રી ઉ૦
૨૨ કલ્યાણ પ્રવાદ પૂર્વપઠન
ગુણયુક્તાય શ્રી ઉ૦
૨૩ પ્રાણાવાયપૂર્વપઠન
ગુણયુક્તાય શ્રી ઉ૦
૨૪ ક્રિયાવિશાલ પૂર્વ પઠન
ગુણયુક્તાય શ્રી ઉ૦
૨૫ લોકબિન્દુસાર પૂર્વપઠન
ગુણયુક્તાય શ્રી ઉ૦

## પાંચમો દિવસ

**પદ**—શ્રી સાધુ
**જાપ**—ૐ હ્રીં નમો લોએ
સવ્વસાહૂણં.
**નવકારવાલી**—વીસ
**વર્ણ**—કાળો, આયંબિલ
એક ધાનનું. તે અડદનું.
**કાઉસગ્ગ લોગસ્સ** ૨૭.
**સ્વસ્તિક**—૨૭.
**ખમાસમણા**—૨૭.
**પ્રદક્ષિણા**—૨૭.

### ખમાસમણાનો દુહો:—

અપ્રમત્ત જે નિત રહે, નવિ હરખે નવિ શોચે રે ;
સાધુ સુધા તે આતમા, શું મુંડે શું લોચે રે.–વીર૦

### સાધુપદના ૨૭ ગુણ:—

૧ પ્રાણાતિપાતવિરમણવ્રત
યુક્તાય શ્રી સાધવે નમઃ
૨ મૃષાવાદવિરમણવ્રતયુક્તાય
શ્રી સાધવે૦
૩ અદત્તાદાનવિરમણવ્રત
યુક્તાય શ્રી સા૦
૪ મૈથુનવિરમણવ્રતયુક્તાય
શ્રી સા૦
૫ પરિગ્રહવિરમણવ્રતયુક્તાય
શ્રી સાધવે૦
૬ રાત્રિભોજન વિરમણ વ્રત
યુક્તાય શ્રી સાધવે૦

૭ પૃથ્વીકાયરક્ષકાય શ્રી સા૦
૮ અપ્કાય રક્ષકાય શ્રી સા૦
૯ તેજ:કાય રક્ષકાય શ્રી સા૦
૧૦ વાયુકાયરક્ષકાય શ્રી સા૦
૧૧ વનસ્પતિકાય રક્ષકાય શ્રીસા૦
૧૨ ત્રસકાયરક્ષકાય શ્રી સા૦
૧૩ એકેન્દ્રિયજીવરક્ષકાય શ્રી સા૦
૧૪ દ્વીન્દ્રિયજીવરક્ષકાય શ્રી સા૦
૧૫ ત્રીન્દ્રિયજીવરક્ષકાય શ્રી સા૦
૧૬ ચતુરિન્દ્રિયજીવરક્ષકાય ,,
૧૭ પંચેન્દ્રિયજીવરક્ષકાય શ્રી સાધવે૦
૧૮ લોભનિગ્રહકારકાય શ્રી સા૦
૧૯ ક્ષમાગુણયુક્તાય શ્રી સા૦
૨૦ શુભભાવનાભાવકાય શ્રી સા૦
૨૧ પ્રતિલેખનાદિક્રિયાશુદ્ધકારકાય શ્રી સાધવે૦
૨૨ સંયમયોગયુક્તાય શ્રી સા૦
૨૩ મનોગુપ્તિયુક્તાય શ્રી સા૦
૨૪ વચનગુપ્તિયુક્તાય શ્રી સા૦
૨૫ કાયગુપ્તિયુક્તાય શ્રી સા૦
૨૬ શીતાદિદ્વાવિશંતિપરિસહસહનતત્પરાય શ્રી સા૦
૨૭ મરણાન્તઉપસર્ગસહનતત્પરાય શ્રી સાધવે નમ:

## છઠ્ઠો દિવસ

પદ—શ્રી દર્શન.
જાપ—ૐ હ્રીં નમો દંસણસ્સ.
નવકારવાલી—વીશ
વર્ણ—સફેદ. આયંબિલ એક ધાનનું. તે ચોખાનું.

કાઉસ્સગ્ગ લોગસ્સ-૬૭.
સ્વસ્તિક—૬૭.
ખમાસમણા—૬૭.
પ્રદક્ષિણા—૬૭.

ખમાસમણાનો દુહો—

શમ-સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમ જે આવે રે;
દર્શન તેહીજ આતમા, શું હોય નામ ધરાવે રે. વીર૦

## દર્શનપદના ૬૭ ગુણઃ—

૧ પરમાર્થસંસ્તવરૂપ શ્રી સદ્દર્શનાયનમઃ
૨ પરમાર્થજ્ઞાતૃસેવનરૂપ શ્રી સદ્દર્શનાયનમઃ
૩ વ્યાપન્નદર્શનવર્જનરૂપ શ્રી સદ્દર્શનાયનમઃ
૪ કુદર્શનવર્જનરૂપ શ્રી સ૦
૫ શુશ્રૂષારૂપ શ્રી સ૦
૬ ધર્મરાગરૂપ શ્રી સ૦
૭ વૈયાવૃત્યરૂપ શ્રી સ૦
૮ અર્હદ્વિનયરૂપ શ્રી સ૦
૯ સિદ્ધવિનયરૂપ શ્રી સ૦
૧૦ ચૈત્યવિનયરૂપ શ્રી સ૦
૧૧ શ્રુતવિનયરૂપ શ્રી સ૦
૧૨ ધર્મવિનયરૂપ શ્રી સ૦
૧૩ સાધુવર્ગવિનયરૂપ શ્રી સ૦
૧૪ આચાર્યવિનયરૂપ શ્રી સ૦
૧૫ ઉપાધ્યાયવિનયરૂપ શ્રી સ૦
૧૬ પ્રવચન વિનયરૂપ શ્રી સ૦
૧૭ દર્શનવિનયરૂપ શ્રી સ૦
૧૮ "સંસારે શ્રી જિન.સાર" ઇતિ ચિન્તરૂપ શ્રી સ૦-
૧૯ "સંસારે શ્રી જિનમતં-સારમ્" ઇતિ ચિન્તન રૂપ શ્રી સદ્દર્શ૦
૨૦ "સંસારેજિનમત સ્થિત શ્રી સાધ્વાદિ સારમ્" ઇતિ ચિન્તનરૂપ શ્રી સ૦
૨૧ શંકાદૂષણરહિતાય શ્રી સ૦-
૨૨ કાંક્ષાદૂષણરહિતાય શ્રી સ૦-
૨૩ વિચિકિત્સાદૂષણરહિતાય શ્રી સ૦
૨૪ કુદષ્ટિપ્રશંસાદૂષણરહિતાય „
૨૫ તત્પરિચયદૂષણરહિતાય શ્રી સ૦
૨૬ પ્રવચનપ્રભાવકરૂપ શ્રી સ૦
૨૭ ધર્મકથાપ્રભાવકરૂપ શ્રી સ૦
૨૮ વાદિપ્રભાવકરૂપ શ્રી સ૦
૨૯ નૈમિત્તિકપ્રભાવકરૂપ શ્રી સ૦
૩૦ તપસ્વીપ્રભાવકરૂપ શ્રી સ૦
૩૧ પ્રજ્ઞપ્ત્યાદિવિદ્યાભૃત્પ્રભાવકરૂપ શ્રી સ૦
૩૨ ચૂર્ણાગ-જનાદિસિદ્ધપ્રભાવકરૂપ શ્રી સ૦
૩૩ કવિપ્રભાવકરૂપ શ્રી સ૦
૩૪ જિનશાસને કૌશલ્યભૂષણરૂપ શ્રી સ૦

૩૫ પ્રભાવના ભૂષણરૂપ શ્રી સ૦
૩૬ તીર્થસેવાભૂષણરૂપ શ્રી સ૦
૩૭ ધૈર્યભૂષણરૂપ શ્રી સ૦
૩૮ જિનશાસને ભક્તિભૂષણ-
રૂપ શ્રી સ૦
૩૯ ઉપશમગુણરૂપ શ્રી સ૦
૪૦ સંવેગગુણરૂપ શ્રી સ૦
૪૧ નિર્વેદગુણરૂપ શ્રી સ૦
૪૨ અનુકમ્પાગુણરૂપ શ્રી સ૦
૪૩ અસ્તિકયગુણરૂપ શ્રી સ૦
૪૪ પરતીર્થિકાદિવંદનવર્જન-
રૂપ શ્રી સ૦
૪૫ પરતીર્થિકાદિનમસ્કારવર્જ
નરૂપ શ્રી સ૦
૪૬ પરતીર્થિકાદિઆલાપવર્જ-
નરૂપ શ્રી સ૦
૪૭ પરતીર્થિકાદિસલાપવર્જન-
રૂપ શ્રી સ૦
૪૮ પરતીર્થિકાદિઅશનાદિદા-
નવર્જનરૂપ શ્રી સ૦
૪૯ પરતીર્થિકાદિગન્ધપુષ્પાદિ-
પ્રેષણવર્જનરૂપ શ્રી સ૦
૫૦ રાજાભિયોગાકારયુક્ત શ્રીસ૦
૫૧ ગણાભિયોગાકારયુકત શ્રીસ૦
૫૨ બલાભિયોગાકારયુકત શ્રી સ૦
૫૩ સુરાભિયોગાકારયુકતશ્રીસ૦
૫૪ કાન્તારવૃત્યાકારયુકતશ્રીસ૦
૫૫ ગુરુનિગ્રહાકારયુકત શ્રીસ૦
૫૬ "સમ્યકત્વં ચારિત્ર ધર્મ-
સ્ય મૂલમ્" ઇતિચિન્ત-
નરૂપ શ્રી સ૦
૫૭ "સમ્યકત્વં ધર્મપુરસ્ય
દ્વારમ્" ઇતિચિન્તનરૂપ
શ્રી સ૦
૫૮ "સમ્યકત્વં ધર્મસ્ય : પ્રતિ-
ષ્ઠાનમ્" ઇતિચિન્તનરૂપ
શ્રી સ૦
૫૯ "સમ્યકત્વં ધર્મસ્યધારઃ"
ઇતિચિન્તનરૂપ શ્રી સ૦
૬૦ "સમ્યકત્વં ધર્મસ્યભા-
જનમ્" ઇતિચિન્તનરૂપ
શ્રી સ૦
૬૧ "સમ્યકત્વં ધર્મસ્ય નિધિ-
સન્નિભમ્" ઇતિચિન્તન-
રૂપ શ્રી સ૦
૬૨ "અસ્તિ જીવઃ" ઇતિશ્ર-
દ્ધાનસ્થાનયુકત શ્રી સ૦
૬૩ "સ ચ જીવો નિત્યઃ" ઇતિ
શ્રદ્ધાનસ્થાનયુકત શ્રી સ૦

